# શતદલ



ઇન્દુલાલ ગાંધી

" પ્રેમ અને ત્યાગ "

## આજ લેખકનાં વધુ બીજાં

| | |
|---|---|
| તેજરેખા | ઇ. સ. ૧૯૩૧ |
| નારાયણી અને બીજાં નાટકો | ઇ. સ. ૧૯૩૨ |
| જીવનનાં જળ | ઇ. સ. ૧૯૩૩ |
| પલટાતાં તેજ અને બીજાં નાટકો | ઇ. સ. ૧૯૩૫ |
| ખંડિત મૂર્તિઓ | ઇ. સ. ૧૯૩૫ |
| કીર્તિદા | ઇ. સ. ૧૯૩૬ |
| અંધકાર વચ્ચે અને બીજાં નાટકો | ઇ. સ. ૧૯૩૭ |

# શતદલ



ઈન્દુલાલ ગાંધી

ફુલો ઉઘડશે, સુગંધ સરશે પછી થૈ જશે
વિલીન; ફરી ધૂળના કરતલે પ્રભા ગૂંથશે :
દીવે પ્રગટતી અનેક દીપમાળિકાઓ નવી,
અસંખ્ય ફુલપાંખડી ઉઘડતી નવાં પંકજે.

## ચેતવણી

કર્તાની અનુજ્ઞા વિના આ સંગ્રહમાંનાં કાવ્યો
કોઇએ કોઈ પણ જાતના સંગ્રહમાં લેવાં નહિ



એક રૂપિયો

પહેલીવાર · ઇ. સ. ૧૯૩૯

રૂ, ૨૫/-






મુદ્રણસ્થાન: પારેખ પ્રેસ, કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી.
પ્રકાશક: ઈન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ-કરાચી.

શ્રી દેશભક્ત પરમારને

'...ઉગતી પ્રજાને કવિતા જોઈતી હશે ને કવિને જોવાનો, સાંભળવાનો આનંદ જોઈતો હશે પણ શ્રીમાન ગુજરાતને તો કવિ નામનો રંજન નથી જોઈતો એ સિદ્ધ છે. મારો અમર આત્મા કદિ રંકપણું સાંખે નહિ: કવિ કોઈ કાળે 'ભિખારો' છે નહિ અને થઈ શકે ય નહિ.'

—દેશળજી

# હું કહું છું

અહીં એકઠાં કરેલાં નાનાં કાવ્યોમાં તમામ મુક્તકો નથી; મોટો ભાગ તો ધ્વનિકાવ્યોનો જ છે. કોઈ કવિતાના લઘુરૂપને 'મુક્તક' કહી શકાય નહિ, મુક્તક તો એકજ વિષય કે વિચારની સંપૂર્ણ અર્થવિશદ રચના છે. આમાં ઘણીવાર એ સીમાબંધનથી આગળ દોડી જવાયું છે ને અંગોને ઇચ્છા-પૂર્વક સંકોચવાં પણ પડયાં છે. કારણ કે કવિચિત્તમાં જે ભાવના હોય છે ને કાવ્યરચના પછી પણ, સૂક્ષ્મરૂપે તેમાં હોય, બલ્કે વિવૃદ્ધ થઈ હોય, તેથી એનો બાહ્ય આવિર્ભાવ એને હંમેશ ઉણો લાગે. સર્જકની પોતાની તો લગભગ હમેશાં એજ સ્થિતિ રહેવાની, પણ વાચકને તૃપ્તિ થવામાં એ સ્થિતિ ઘણે ભાગે બાધકર્તા થતી નથી એવું મારૂં નમ્ર માનવું છે.

આમાંની–બેચારના અપવાદ સિવાય–લગભગ તમામ રચનાઓ અપ્રગટ છે તેમજ 'શોકચને શોધવા' 'નિરાશાની આંધી' અને 'પાદુકા' એ દર્શનત્રયી તો એકજ વિચારના તંતુમાં પરોવાયેલી છે. આટલો ખુલાસો–અલબત્ત અવિશદતાના દોષમાંથી બચાવ માટે–કરવો યોગ્ય માનું છું.

લાંબાં કાવ્યોની મહેફિલમાં મુક્તકોને પ્રવેશબંધી કરી શકાય ખરી? એ જ અધિકારે બેચાર મોટાં કાવ્યો પણ અહીં પ્રવેશ પામ્યાં છે.

૩૦ જૂન ૧૯૩૯

ઇન્દુલાલ ગાંધી

# શુદ્ધિ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૧૬ | ઉપર | ૧લી | લીટીમાં | ધાનબ્હોણાંને | બદલે | સ્થાનબ્હોણાં |
| ,, | ૩૭ | ,, | ૪થી | ,, | નર્તવાનું | ,, | નર્તનવાનું |
| ,, | ૫૫ | ,, | ૪થી | ,, | વિમલકરણા | ,, | ઉરવિમલતા |
| ,, | ૫૯ | ,, | ૧૪મી | ,, | ચંચલગતિ | ,, | ગતિચંચલ |
| ,, | ૮૨ | ,, | ૩જી | ,, | ઢોંગી | ,, | ઢોળી |
| ,, | ૮૯ | ,, | ૧લી | ,, | અં:તકાલે | ,, | અંતઃકાલે |
| ,, | ૯૬ | ,, | ૩જી | ,, | પ્રસન્નથી | ,, | પ્રસન્નતાથી |
| ,, | ૯૭ | ,, | ૫મી | ,, | હુ આ | ,, | હું યે આ |

ઉપરાંત જ્યાં જ્યાં સ્ત્રગધરા હોય ત્યાં ત્યાં સ્ત્રગ્ધરા વાંચવું

# ગૂં • થ • ણી



# ઉસરવ

જયન્તભાઈ મં. પરમાર

શતદલ

— મારો જીવન-ધ્યેય —

" પ્રેમ અને ત્યાગ "

# કલરવ

જયન્તભાઈ મ. પરમાર.

શતદલ ...

— મારો જીવન-ધ્રુવ —

" પ્રેમ અને ત્યાગ "

૧

# છાની શ્રદ્ધા

•શિખરિણી•

શતાનંદો જાગ્યા શ્રવણ પડયું કાને તું નથી ક્યે
બધું છે ખાલી ઘૌ, ધરતી–જલભીનાં જલદ સૌઃ
અરે, ત્યાં તો પેલી ક્ષિતિજછીપ ખૂલી, તરજની
ઉષાની દેખાણી, તિમિરપડદાને ઉંચકવા,
છુપાએલી શ્રદ્ધા નયનપર લાગી ચમકવા.

૨

# અપૂર્વ તું

•ગુલણંકી•

અજોડ ચિત્રકાર તું:
લાખ લાખ રંગને ઉપાડી પીંછીએ
તું અનેક દૃશ્ય ચીતરી રહ્યો પણે;
હું ન ચીતરી શકું.
પારખી ય ના શકું:
અપૂર્વ ચિત્રકાર તું–ને ચરિત્રકાર હું, વળી અપૂર્ણ

# ૩

## પ્રભાત

·પૃથ્વી·

હું તો ક્ષિતિજખેતરે કિરણક્યારીઓ વાળતું
પ્રકાશજલમાં મને ગમતું નાચવું રાતદિ'
ણની પૂજનરંગ હું ગગનની હથેળી મહીં
ભમી રજનીપંથમાં તિમિરદંશથી શામળી
થએલ પગપાનીઓ સૂરજરાણીની, રંગતું.

# અખંડ કૃતિ

•હરિણી•

લલિત લકીરે એની આંખે રમી રહી'તી ઉમા
અર્પણ કરી'તી મીરાંએ શ્રીશરીરની માંડણીઃ
સ્મિત અધરનું રાધિકાએ દીધું હતું હોઠને.
મધુર શમણાં માગી ત્રાગી અખંડ કલાકૃતિ
યશાપયશની આશા વિના રચી'તી કલાધરે.

# ફૂલવાળી

· શાર્દૂલવિક્રીડિત ·

પલ્લામાં પધરાવી ચંદ્રકકડા, ત્રાજૂડીએ ધ્રુવની
બેસે તારકફૂલ વ્યોમવચમાં વિભાવરી વેચવા:
રાત્રિની જયમ સૌમ્ય શાંત ટહૂકે મોટી બજારે હજી
વેંચતી નજરે પડે છ નિત્ય અમને, એ ફૂલવાળી લળી.

૬

# કફન

ગઝલ

પડેલાએ કદમ ઝાલી કહ્યું નાસી જનારાને
'જવી છોડી ગમે છે કેમ આ મહેફિલ મુડદાંની?'
કહ્યું એ બુજદિલે, 'હું જાઉં છું લેવા કફન મારૂં.'
'કફનને શોધવાની શી રમત માંડી છ મયદાને?
નથી અકાશથી બીજું કફન મિટ્ટી થનારાને'.

૭

# ઉડતી લટ

વસંતતિલકા

હેમન્તના અરૂપ પંથપરે ગુલાબી
ઊડન્તી ઓઢણી નિહાળી વસંતિકાની:
રીસે ભર્યાં નયનને કરવાં પ્રસન્ન
બે-ચાર મૂકી લટને ઉડતી પ્રિયાએ.

૮

# ગંડુ ગુજરાતને

·મંદ-સ્ત્રગ્ધરા·

જિજ્ઞાસાને જલાવી વનવન અથડાવી કર્યાં જ્ઞાનહીણું
કૈને તેં. કૈંક બીજાં કરમહીણ અંધારયોથે લપાણાં:
તેં માણી'તી સલામો લળીલળી નમતાં ડીટટોળાંની વચ્ચે
સમ્રાજ્ઞીની છટાથી: ઘુમી રહી હતી તું ડારતી અર્ધદગ્ધો,
પીયૂષે ઊછરેલાં ક્ષીણ અમ ઉરથી ઝેર ક્યાંથી પીવાશે?
આવી તારી કૃપાની અકથિતકથની મા, બીજું કોણ ગાશે?

૯

# કવિ-કવિતા

·મિશ્ર·

ફૂંગાવી દ્યો તુચ્છ પ્રમાણુચીંથરાં
પડી શી અમને કીરતિપરાગની ?
નથી કવિતા પગચંપીકાજે:
અમે રખાતો નથી રંગરાગની.

# પાનીઓ ભીની

દીઠી વસંતની પાનીઓ ભીની.
કોયલોએ ઊડીઊડીને ખંખેર્યાં ઝાકળબિંદુઓ ઝાડવેથી,
ચંદનીકિરણે આવી આવી પેલાં ફૂલમાં સ્મિત મૂક્યું સ્વરથી:
નાચવા આવશે કોણ નગીની?
દીઠી વસંતની પાનીઓ ભીની.
ઓઢણું આઘું કરી જોયું કૂંપળે, પાંદડી ઘૂઘર બાંધતી'તી,
મુખ ઊંચાં કરી નાની કલિકાઓ મીઠાં ગીતો લલકારતી'તી:
જાગી કાયા ઊંઘતી ધરતીની
દીઠી વસંતની પાનીઓ ભીની.

# એક વાટમાં

- અનુષ્ટુપ -

સૂકાતાં નીર દેખીને પૃથ્વીને મેં કહ્યું હતું,
એક હાથે દઈ બીજે હાથે લેવાની ઘેલછા
આપણાં જેવી છે સૌને ત્યારે શો ફેર ઘાટમાં?
પ્રભુ ને પ્રકૃતિ બન્ને ઉભાં છે એક વાટમાં.

૧૨

# ઉષા-કઠિયારી

• અંજની •

બાંધીને કિરણોની ભારી
જો આવે ઉષા-કઠિયારી:
પાની એની લાલકસુંબલ
રંગ ધૂવે રાખોડી, ગગનના રંગ ધૂવે રાખોડી.

# ૧૩

## સાંધ્યદીપ

·અંજની·

ને સંધ્યા લઈ જીવનજ્યોતિ
રજનીના કાદવને ધોતી:
જાતી'તી કોમલ અંતરની
આશા જેવાં ચાંદરણાં જોતી.

# અજંપાની લહરી

·શિખરિણી·

પડી વાણી ઢીલી અપદ બની નાચંત ઊરમિ
ક્ષણો વ્હેતી દીઠી અધીરતરણીશી ઝડપથીઃ
તમે નાચ્યો, હું યે નમતી સ્વરકાયા ઊંચકીને
નચાવુંછું મારા અધઉઘડિયાં ઓષ્ટદ્વયપેઃ
અજંપાની આછી લહરી બની ગૈ મિષ્ટ અદકી.

## કહેશો?

-મુક્ત-

અમારેતો ગુલાબનાં ગીતો શું ચંપાઇ સૂવું
ગીતો વિના કવિઓને બીજું શાનું કામ?
ગોળી સામે જાવાનું તો અમારૂં કૈં ગજુ નથી
નથી ઘવાયલને વખાણવાની હામ!
કહેશો શું છે કવિઓને કરવાનું કામ?

# ધવાયાં બંને

· શિખરિણી ·

તપી – હોલાએલી લગનસગડીની હૂંફ તને
ન'તી લાગી, ન્હોતું સુભગમુખ જોયું સ્વપનનું;
પડી ત્યાં તો હૈયાપર તડિતની વજ્રબરછી
ધવાયાં બંને; તું, અરધીક્ષણનો પંથી–ભમરો.

૧૭

# તૂટી-ઉરકડી

શિખરિણી

બની તીવ્ર વાણી સ્મિત પણ ગયું ઓષ્ટપરથી
રહ્યું નીચાં નેણે અતિથિપણું એનું અધઘડી:
લપાણી લજ્જા, મોંપર હૃદયલુચ્ચાઇ પરખી
તૂટી, સંધાએલી: જરીકટુતાથી ઉરકડી.

# ખોઈ બેઠાં

•મુકત•

ઢાંકી દીધાં ફૂલનાં મોં વાદળછાયાએ આવી
ફૂલે ઢાંકી દીધી એના સ્વરની સુવાસ:
અંતર ઉકેલવાનો ઢોંગ કરી એકમેક
ખોઈ બેઠાં બહારનો ને ઉરનો પ્રકાશ

## ૧૯

# ચોરી

### મિશ્ર–મંદાક્રાંતા

પ્રકાશપાનેતરમાંથી જ્યારે
જોઇ લીધું ચંદ્રનું મુખ ચંદ્રીએ:
ચોરી અજાણ્યે પકડાઇ જાતાં
હસી પડ્યાં એ: હસવું ન’તું છતાં
 છુટ્ટી થઇ તારકતેજગ્રંથિ
 બંધાઇને ઉરઉભયના મધ્યમાં જે પડી’તી.

૨૦

# કીધું ત્યાંતો

મંદાક્રાન્તા

ન્હેતું ઊઠી તરસી જુઈને પાણી પાવા જવાનું
જ્યારે ત્યારે દિલીપ–જસાને હીંચકો નાખવાનું:
'હું થી આવું નિતનહિંજને' આટલું કીધું ત્યાંતો
આંખો એની ભીની બની ગઈ, જે હતી સુપ્રસન્ન
'વિંધ્યાપાદે વિષમ ખડકે નર્મદા છિન્નભિન્ન.'

૨૧

# છાનું રાખો

શિખરિણી

કટાક્ષોની ભીની પગથીપર બેસી લપસવું
ગમે છે કૈંને, કૈં નયન રડવાનાં જ રસિયાં:
દિલાસાવાંછુ અંતર ઘડીકમાં જાય લથડી
કહે જેનેતેને - જીભથીનહિ - આંખે કરગરી
'મને છાનું રાખો, રડી પડીશ નહિતો અણઘડી'

૨૨

# સાવરણીને

'દિવાકર જેમ એનાં ઓસરતાં તેજ વાળી
સંધ્યાને અંબોડે ગૂંથે કિરણનાં ફૂલઃ
હું યે તારી સુંદરતા વધારવા સાવરણી!
ઠરૂં મારી ચુંદડીનાં ચીર બધાં ફૂલ
આમ કહી શેષ સાવરણીવતી શેઠાણીએ
ઉડાડી મૂકેલ આણા ફળિયાની ધૂળ!

૨૩

# કળી બોલી

શિખરિણી

નિશાની આંખોમાં નીર છલકતાં જોઈ કળીએ
કહ્યું કે 'શા માટે નિતંનિત રડો છો પિયરમાં?'
નિશા બોલી 'છોડી પિયર જવું ગોઠે ન કદિએ
પ્રતિભા પોતીકી શ્વસુરગૃહમાં ના ખીલી શકે'
કળી બોલી ઢાળી નયન, શરમાતાં નયનમાં
'ગણો એને સાચું પિયરઘર તો-તો બધું બને.'

# વેશલીલા

વસંતજાતિ–એક છંદપ્રયોગ

આંખું ઘડી – ઘડીક વાદળવેશલીલા
ને ગર્જનો ? કટક હોય વછુટ્યું જાણે
ઐરાવતો તણું, અને પછી ઉરમંથનો
ઘેરા; ગભીર રવને લઇ બ્હાર આવે.

એ ગાનનાં ગહન તત્ત્વભરી પરિક્રમા
આવે કરી જગતની–જનભોમકાની:
નાના તરંગ ભરપૂર ઉમંગવંતા
આળોટવા જનનીપાલવ ચૂમવાને
આવે કરી ભ્રમણ, દેશવિદેશ એકલા!

એ મંથનો, ભ્રમણ એકલતા બિહામણી
વચ્ચે જઇ અતળનું તળ શોધવાની
વચ્ચે જઈ ફૂણીધરો ફફડાવવાની
છે હોંસ–હીંમત થવાની પ્રતાપી કૃષ્ણ?

ચંદ્રોદયે જલસિંહાસનને ઉછંગે
કૂદી અફાટપટ માપીશ હું ડગેડગે.

# નીંદર એની

એક દિ' નીંદર જાગશે એની,
તે દિ'જ આંખ ખેળી થશે એની.
પથ્થર ઉપર કૈંક કથાઓના, કોતર્યા કીરતિલેખ
મારે તો કોઇ ભીખારીના કંઠમાં મૂકવું ગીતડું એકઃ
પરવા એવી વીણાની ય શેની?
જાગી ઉઠે નહિ ઝંખના જેની.

# પાંદડું

•પૃથ્વી.

ધીરે મધુર ફૂંકથી પવનની, ઉંચી ટોચથી
ખર્યું, ખડખડાટ હાસ્ય હસી શાંત સૌંદર્યના
ધીમા અરવપાદથી, હળીમળી બધા સોબતી
મહીં સરલસ્મિતના અજણ અંકુરો પૂરતું
ખર્યું, હૃદયની વસંત હતી અંગપે તે છતાં
ગણ્યો ન પથ એકલો.

૨૭

# રામને

સ્રગ્ધરા

બીજું તો ઠીક જાણે, અગણિત હથિયારો ધર્યાં ભીરમાર્યાં
હેને સુગ્રીવસેના - કપિકુલકુમળાં - યુદ્ધક્ષેત્રે ઉતાર્યાં:
કિંતુ ઓલી અભાગી, અણઘડભગિનિ ઉગ્ર લંકેશકેરી
લગ્નેચ્છાએ તમારી ચરણરજકને આવીને જે નમેલી!
છેદીને અંગએનાં રઘુકુલરીતિને કાં બનાવી અનાર્યાં?

# દર્પણનું હાસ્ય

· દ્રુતવિલંબિત–અનુષ્ટુપ ·

ઘડીક દર્પણ પાગ હસી રહ્યું
નયનનું પ્રતિબિંબ ઉરે જડી:
નિરખી દર્પણ કેમ શકે છબી
નયનમાં પડી વિશ્વસમગ્રની?
સંતાણી સૃષ્ટિઓ કૈંક પક્ષ્મોની પાંદડી તળે
એનાં સુદર્શને હૈયું શ્વાસની સીડીએ ચડે.

૨૯

# ગુલાબીપાનીએ

મિશ્ર

અજાણતાં આંખ મળી, અજાણતાં
હૈયું મળ્યું, હોઠ મળ્યા—બધું મળ્યું:
પરંતુ નાચંતી ગુલાબીપાનીએ
નૂપુર થૈ નર્તવાનું, ના મળ્યું!

—[illegible]

# નવી આશા

'મુકત'

નીંદરપરીએ મારા કાનમાં આવીને કહ્યું
'હજી કેમ સૂતા નથી તમે કવિરાજ ?'
'કડી પૂરી થતી નથી કવિતાની' ઉત્તરમાં—
'અધૂરી કડીને પૂરી કરવા રોકાશો નહિ,
અધૂરીમાં રહ્યો નવી આશાનો અવાજ.'

## ૩૧

# ફલંગો

### શિખરિણી.

મને પાપી કહેશો ? વગર દલીલોનો વિષય છે,
અપાપી થાવામાં અધિક બળી બાપુ કઈ મજા ?
વટાવી પુણ્યોના ઢગ પતનરાશિપર જવા
ફલંગો મારૂં છું પણ પતન સ્હેલું નવ દીઠું;
હવે પુણ્યાત્મા થૈ ઘુવડ જ્યમ મારે ભટકવું.

૩૨

# વ્યંગમાં

પૃથ્વી

પરિસ્તરણ અંગનું ઉડી જતાં પરિહાસમાં
કહ્યું, 'પ્રિયતમા, નહિ કવન બંધ આજે કરૂં':
સુણી ગૃહિણીએ જરાક મચકો કરી વ્યંગમાં
સુણાવી દીધ કે 'કવિ, નવવિશેષણો શોધવાં
ભરોછ અધરાતના શીદ ઉજાગરા અંગમાં?'

# વર્ષે વર્ષે

·શિખરિણી·

અમે વર્ષેવર્ષે શબ્દ, સ્વરરંગોની રચના
મહીં હીંચોળીને સ્તવન શિશુભાવે બહુ કર્યાં:
તમે કાર્યપ્રજ્ઞ અપયશ–યશોના ભયવિના
રૂઝાવ્યા હૈયાના વ્રણ અકળ, માતા ધરતીના.
બિછાવી કાયાને, સરળ કરવા પંથ અઘરા
અમારી તો બાપુ, જતનહીણ જૂઠી સરભરા.

૩૪

# કવિતાને

ગઝલ

લથડતી જીભપર તોફાન કરવાનુ તને ગમશે,
થયો હું જેઠ, તારે અંગઅંગે નાંજવાની છે:
રડો, આનંદની છો થાય હસતી પાંપણો ભીની
અમારે આંગણે આંસુની આજે મિજબાની છે.

૩૫

# મિજબાની

•ગઝલ•

અમે પૂછયું જમાનાને વફાદારીના સોગનથી
કે 'તારી ને અમારી કત્લ શું આજે થવાની છે?'
હસી એણે કહ્યું એણે-જમાનાએ ખતરનાકે
'તમે યે ઠીક ગોળીનું બન્યા નિશાન સૌ પહેલાં
હજી ક્યાં કત્લ છે? આંસુની આજે મિજબાની છે.'

३७

# સોનારજ

•મનહર•

ધીમેધીમે ઓરી આવી, વિભાવરી વાત લાવી
ઇન્દુકને; કોમલતા સાચવી અવાજની:
'શોધો છો શું આમતેમ, કશુંય ત્યાં નથી હવે
સોનારજ ઢાંકી છે મેં પાલવમાં સાંજની.'

૩૬

# થાકેલીપાની

•ઢાળ-લગ્નગીતનો.

વરષાને પૂછે વસંતડી લાવી નયણાંમાં પાણી
'મારા અંતરને ઓરતે વાત અદકેરી જાણી,
તેડયાં છતાં કેમ ના'વિયાં ? ઊણી રાણી ઊજાણી'
વળતાં તે વરષા બોલી, 'આવું કેમ અજાણી ?
ઓલી દીવાળીને નોરતે નાચી થાકેલ પાની !'

# સોનારજ

-મનહર-

ધીમેધીમે ઓરી આવી, વિભાવરી વાત લાવી
ઈન્દુકને; કોમલતા સાચવી અવાજની:
'શોધો છો શું આમતેમ, કશુંય ત્યાં નથી હવે
સોનારજ ઢાંકી છે મેં પાલવમાં સાંજની.'

૩૬

# થાકેલી પાની

ઢાળ-લગ્નગીતનો.

વરષાને પૂછે વસંતડી લાવી નયણાંમાં પાણી
'મારા અંતરને ઓરતે વાત અઢકેરી જાણી,
તેડયાં છતાં કેમ ના'વિયાં ? ઊણી રાખી ઉજાણી'
વળતાં તે વરષા બોલી, 'આવું' કેમ અજાણી ?
બોલી દીવાળીને નોરતે નાચી થાકેલ પાની !'

૩૯

# પ્રતિપદે

શિખરિણી.

હું શામાટે શ્રદ્ધાવિહીનતણની આંખે જલ ભરૂં ?
અને શામાટે જીવન, ઉકરડો માની પ્રજળું ?
હું તો મેરૂ જેવો અચળ, પરિતાપો સનમુખે
સુખે-આનંદે હું તુજશરણશોધું પ્રતિપદે.

૩૮

# સ્વપ્નાં

·અંજની·

આઘે ઇન્દ્રધનુની વાટે
વિરાટની હીંડોળાખાટે
નવસર્જનને ઘાટેઘાટે
મારાં સ્વપ્ન રમે.

૩૯

# પ્રતિપદે

.શિખરિણી.

હું શામાટે શ્રદ્ધાવિહીનજનની આંખે જલ ભરૂં ?
અને શામાટે જીવન, ઉકરડો માની પ્રજળું ?
હું તો મેરૂ જેવો અચળ, પરિતાપો સનમુખે
સુખે-આનંદે હું તુજશરણશોધું પ્રતિપદે.

૩૮

# સ્વપ્નાં

• ગ઼ંઝની •

આવે ઇન્દ્રધનુની વાટે
વિરાટની હીંડોળાખાટે
નવસર્જનને ઘાટેઘાટે
મારાં સ્વપ્ન રમે.

૩૯

# પ્રતિપદે

.શિખરિણી.

હું શામાટે શ્રધ્ધાવિહીનજનની આંખે જલ ભરૂં ?
અને શામાટે જીવન, ઉકરડો માની પ્રજળું ?
હું તો મેરૂ જેવો અચળ, પરિતાપો સન્મુખે
સુખે-આનંદે હું તુજશરણ શોધું પ્રતિપદે.

## ૩૮

# સ્વપ્નાં

• અંજની •

આઘે ઇન્દ્રધનુની વાટે
વિરાટની હીંડોળાખાટે
નવસર્જનને ઘાટેઘાટે
મારાં સ્વપ્ન રમે.

## ૪૧

# પ્રશ્નોત્તર

મંદાક્રાંતા

'તારામાંથી શરીર ઘડિયું, અંગનાં રૂપરંગ
લાવણ્યો ને લલિત કટિના ભંગ મોહાસ્ત્ર તારાં'
પૃથ્વી વાળે મનુજદિલને શાંતચિત્તે જવાબ
'હું તો ને હૈ, ગિરિકુલતણી કાંકરીછું ખરેલી
પાદેપાદે શરીર કચડી વજ્રશું કીધ કોણે ?
જેણે વીંધ્યાં જલધિજલ એ માનવી એ જ કે નાં ?'

૪૦

# પ્રવેશો પ્રવેશો

સ્રગ્ધરા

કાવ્યો; હા, હા, તમારી મૃદુલ ઠમકતી ને વળી રંગભીની
પાનીની સૂક્ષ્મચાલે, અભિનવ ઋજુતા શા શુચિઉદ્રેકવેગે
લીટી લીટી લખીને ટસ્તું કવિતડું, માંડ પૂરું મથીને
શ્લોકે શ્લોકો રચો છો ચપલશ્રુતિ તમે તો પ્રવેશોપ્રવેશો.

# ૪૧

# પ્રશ્નોત્તર

મંદાક્રાંતા

'તારામાંથી શરીર ઘડિયું, અંગનાં રૂપરંગ
લાવણ્યો ને લલિત કટિના ભંગ મોહાસ્ત્ર તારાં'
પૃથ્વી વાળે મનુજદિલને શાંતચિત્તે જવાબ
'હું તો ને હૈ, ગિરિકુલતણી કાંકરીછું ખરેલી
પાદેપાદે શરીર કચડી વજ્રશું કીધ કોણે ?
જેણે વીંધ્યાં જલધિજલ એ માનવી એ જ કે નાં ?'

૪૨

# નૃત્ય જોયા પછી

•શિખરિણી•

છબીની છાયામાં ઘડીક મન વાળું પણ પછી
નિહાળું કે બત્તી વધુ ઉમળકે આજ બળતી,
તજી એને; સૂતી ગૃહિણીપર ઢાળું નયનને:
પરંતુ હૈયાને કશુંય ગમતું ના અબઘડી
હતી મારી દૃષ્ટિમહીં નનકડી નૃત્યકૂદડી.

# માગું આટલું

·મિશ્ર·

તમે મને નિર્ધન માનજો ભલે
કે, ઠોઠનું બિરુદ વ્હાલું આપજોઃ
પરંતુ ના પામરતાનું પેલું
અળખામણું અર્પન ભાલે ચાંપજો.

૪૪

# હથેળી-રેખા

•મુક્ત•

'કોણે તારી હથેળીમાં આટલી રેખાઓ મુકી?
કોણે વાળ્યાં તારી સીધી આંગળીનાં અંગ?'
'તારા નીચે લાવવા મેં આભડાળી ઝાલી તેથી
ઉઝરડા પડ્યા, તૂટ્યા ટેરવાંના તંગ'.

# નજરબંધી

આંગળી હોઠે મૂકીને એ હસી, લોલક હસ્યું
મેં વિચર્યું હાસ્યશ્રેણીમાં ન'તું અટક્યું કશું:
તે પછી જ્યારે અચાનક આંખને વાચા મળી
ઉર બોલ્યું કે 'હવે મારી ખરેખર હાર થૈ';
નેન કેવાં નજરબંધીનાં કરે છે નાટકો!

४८

# હથેળી-રેખા

•સુહત•

'કોણે તારી હથેળીમાં આટલી રેખાઓ મુકી?
કોણે વાળ્યાં તારી સોથી આંગળીનાં અંગ?'
'તારા નીચે લાવવા મેં આભડાણી ઝાલી તેથી
ઉઝરડા પડયા, તૂટયા ટેરવાંના તંગ'.

४५

# નજરબંધી

આંગળી હોઠે મૂકીને એ હસી, લોલક હસ્યું
મેં વિચર્યું હાસ્યશ્રેણીમાં ન'તું અટકું કશું:
તે પછી જ્યારે અચાનક આંખને વાચા મળી
ઉર બોલ્યું કે 'હવે મારી ખરેખર હાર થૈ';
નેન કેવાં નજરબંધીનાં કરે છે નાટકો!

૪૬

# સુરભિ કચ્ચડાતાં કુસુમની

શિખરિણી.

કવિતાને દાસી ગણી પજવવાની લત મને
અને એને રાણી જ્યમ સિંહાસનીજ લગની:
ન'તી દાસી, રાણી પણ નવ હતી—હોતી ગૃહિણી
હતી એતો માત્ર, સુરભિ કચ્ચડાતાં કુસુમની.

# કર્ણિકાને

• મંદાક્રાંતા •

તું વાણીની કસુંબલછટા જોઈને ભાનભૂલી
ભીના હૈયા નજીક સરતી શોધવાને વિસામો:
આળી દૃષ્ટિ પરિમિતરૂચિ, સ્પંદનો ઝેરઝંખ્યાં
શે રક્ષાશે વિમલ[illegible]ણા કર્ણિકા, તારી આમાં?

# ૪૮

# જીવ્યા જ કરવું?

શિખરિણી.

અજાણ્યા દંશોથી ઉકળવું વૃથા-વ્યર્થ બળવું
રડાતું ના મુક્ત, રૂદન કરવાનું મન છતાં:
મહેચ્છાઓ મૂંગી લઇ અપથપંથે ભટકવું-
અમારે વર્ષોનાં વરસલગી જીવ્યા જ કરવું?
કહી દોને ત્યારે 'ઘટિત નથી બંધન પર થવું'!

૪૯

# લડવું નથી જેને

શિખરિણી.

હતાં શસ્ત્રો જ્યારે–
પ્રબોધી શાંતિની પગથી ભીરૂતાએ પતનશી:
અહિંસાના દૃષ્ટિવિશદ રણક્ષેત્રે પણ હજી,
કરેછે શસ્ત્રોનું રટણ ભીરૂતા વ્યર્થ ગરજી:
લડવું નથી જેને ભય તજી.

# રાધા

•મિશ્ર•

બંસીસ્વરો, કુંજ, પ્રશાંત વારિ,
ને ચંદનીની સુકુમાર, પ્રેરણા;
વચ્ચે ધરી મૌન અનંતકાલનું
પ્રસન્ન ચિત્તે તરૂઓ નમેલાં.

નમેલ હૈયે શરીરે સુલોચને
આભૂષણે ઓપતી યામિનીશું:
ચંપાઈને શ્વાસભરેલ સાદે
પૂછી રહ્યું વાવડ કોણ કૃષ્ણના?

એ કોણ? જો, જો યમુનાકિનારે
વેરાયલી ચંદનીથી રૂપાળી
થએલ વેળુપર નેન પાથરી
શું શોધતી આમ હશે લળીલળી?

ત્યાં શોધતી માધવપાદચિહ્ન
એતો હતી રૂપકિશોરીરાધા.

૫૧

# મીરાં

મિશ્ર.

કંકુભરી લાલ હથેળીઓમાં    પ્રકાશના નાનકડા પરીઘમાં
તેં આવતાંવેંત ધરેલ કોડિયાં:    તિમિરનું સૈન્ય સમાવી દીધું:
સંસારની નિર્જન કેડીઓમાં    તેં ઝેર ને અમૃત માની લીધું
તને મળ્યાં'તાં પગલાં પ્રભુનાં.    તું તો મહાઊર્મિ પીયૂષસિંધુની.

તું ગા, થશે વાહક લોકકંઠ,
તું નાચ, સંસાર સમગ્ર નાચશે:
વાસી દીધેલાં ઉરનાં કમાડને
ઉઘાડવા એક અવાજ આવશે.
જો, જો પણે તેજપ્રભા છવાતી
તું તો ચંચલગતિ ગીતગોમતી.

## પદસુધા

મંદાક્રાંતા-સ્રગ્ધરા

પૂર્ણકાંતિ નિરખી ગગને સંધ્યિકાની, નિશાએ
ઊડાડેલી કનકપગથીઊપરે માટી કાણી:
એ ઊપાડી લઈ સુરજની શોભનાએ હસીને
તારાગૂંથી ઉપરણી દઈ ને કહ્યું 'રાતરાણી!
શાને હૈયે વધુ વસવસો રાખતી? બ્હેન, હું તો
તારા સૌભાગ્યની છું પ્રથમ પદસુધા મંગલાશીષવાણી.'

૫૩

# રોતલ છબી

·શિખરિણી·

કવિ છો એ સાચું: કવન મહીં આંસુ નહિ ભરો,
હસોછો ત્યારે વિકૃત બનીજતી મોંની રચના:
જરા ફેંકી દો છો શબ્દ નખરાળા, ચમકતાં
ફરી પાછા આંસુ લઈ પ્રગટતાં આશકબની?
કવિ છો કે કુણાંકવનતણી છો રોતલ છબિ?

# પદસુધા

મંદાક્રાંતા–સ્રગ્ધરા

પૂર્ણકાંતિ નિરખી ગગને સંધ્યિકાની, નિશાએ
ઊડાઉડી કનકપગથીઊપરે માટી આણી;
એ ઊપાડી લઇ સુરજની શોભનાએ હુંસાને
તારાગૂંથી ઉપરણી દઇ ને કહ્યું 'રાતરાણી!
શાને હૈયે વધુ વસવસો રાખતી? બ્હેન, હું તો
તારા સૌભાગ્યની છું પ્રથમ પદસુધા મંગલાશીષવાણી.'

# રોતલ છબી

શિખરિણી

કવિ છો એ સાચું: કવન મહીં આંસુ નહિં ભરો,
હસો છો ત્યારે વિકૃત બની જતી મોંની રચના:
જરા ફેંકી દો છો શબ્દ નખરાળા, ચમકતાં
ફરી પાછા આંસુ લઇ પ્રગટતાં આશકબની?
કવિ છો કે કુણાંકવનતણી છો રોતલ છબિ?

## ૫૮

# હામ નથી

મારે દિલાસાનું કામ નથી:
હું અસીધાર ખમીશકું ખાંતે
મૃત્યુને માણી શકું ભલીભાતે:
દિલાસાની દિલહીણદયાપ્રતિ
દોડી જવા મારી હામ નથી.
મારે દિલાસાનું કામ નથી.

૫૫

# કશો નથી મેળ છતાં

'મુક્ત'

તમે હસો ત્યારે હસે, ગુલાબનું ફૂલ નાનું
તમે રડો ત્યારે રડે ઉતરતી રાત:
ચેતન ને પથ્થરની વચ્ચે કશો મેળ નથી
છતાં બંને કરી જાણે અંતરની વાત.

૫૬

# દવા પીતાં પીતાં

·શિખરિણી·

દવા પીતાં પીતાં દરદરતદેહે સડીસડી
સમેટાવું: જેવી રજળી પડતી મોહમસતાઃ
ગમે ના આ રીતે શરણ થવું દસ્યુનિધનને.
મને તો એ મોતે મરવું નહિ હાવાં પરવડે
મરૂં ત્યાં; જ્યાં મારૂં શરીર પણ શોધ્યું નવ જડે.

# કૃષ્ણને

સ્રગ્ધરા

ચિત્રોમાં ને કથામાં કલમપીછીથકી રેવડી તારી કીધી
ખ્હૌવેળા; ગોપીઓની જલદસ્વરતૃષાનો તને મેઘ માન્યો,
મે'? ના, ના, અન્યદીધાં અનયનનયને હું તને કેમ દેખું?
પેખી ઓજસ્વી મેધા પ્રતિક્ષણબનતી પૂર્ણપૌરૂષપંથી
પાંચાલી રક્ષણે કે કુટિલકુરૂકુલે પાર્થના ઊર્મિવેણે
વીંઝાતી વેદનામાં સ્થિરમતિઊભેલી ગમે મૂર્તિ તારી.

५८

# શોકયને શોધવા

અનુષ્ટુપ

પામી એકાન્તનું હાર્દ બોલ્યાં સાક્ષરશોભના
'મારાથી યે વધુ જૂની આપની કવિતાપ્રિયા,
ક્યાંછે? મારે ઉરે ગોની ઊગી દર્શનઝંખના,'
તીણાંવેણે તજેલીનો આપે ઉત્તર શો કવિ?
એણે તો સ્મિતની ઓથે સંતાડી વેદના નવી.

૫૯

# નિરાશાની આંધી

·શિખરિણી·

તમે શું શોધો છો? અહીં પડી આશાની પગથી
અજંપાની ઉષ્મા વગર જીવવાનું જ વસમું:
ઉમંગોનું આશ્વાસન શિથિલ, નાનાં લથડિયાં
જશો ક્યાંથી આઘે અહીંથી વધુ અંધારનિરખી?
નિરાશાની આંધી અણઘડી જશે ભીતિભરખી.

# પાદુકા

'સ્રગ્ધરા'

ચાલી ગૈ દૂરદેશે નદીતીરમૂકી ખેતરોને વટાવી
સ્વામીદોષે – સરોષે વિજનવનભણી સંચરી ભગ્નભાગ્યા:
લાંબી છાયા તરુની મલયઅનિલની કૂંક કે પંખીગીતો
રોકી કોઈ શક્યું ના અટવીરજઉડીને સમાચારલાવી:
'બીજું તો ના મળ્યું કૈં સમરણશુભદા પાદુકા હાથઆવી.

# આધી અગાશીએ

આજે ગુલાબને સાંભળ્યાં ગાતાં.
મારી અગાશીએ મોગરો ઊગ્યો, પાછલી બારીએ ફૂલડાં રાતાં;
ચડતી વેલને જોઇ સૂકેલાં તુલસીપાન દીઠાં શરમાતાં;
કોઈની આધી અગાશીએ ડોલતાં,
એણે ગુલાબને સાંભળ્યાં ગાતાં.
તુલસીપાનના કાનમાં મેં કહ્યું, વાયુની જેમ ધીરેધીરે વાતાં:
શૈશવે કોઈક, કોઇક યૌવને, કોઈતો ઘડપણેજ ઘડાતાં:
કો'ક જૂની વડવાઇએ હીંચતાં,
મેં ય ગુલાબને સાંભળ્યાં ગાતાં.
તારા આયુષ્યને આથમતું દેખી ઊગતા છોડ ભલે હરખાતા
પાછું વાળી વાળી જોવું પડે શાને તારે આથમણે મારગે જાતાં?
છોને ગુલાબને સાંભળ્યાં ગાતાં!

# અતૂટ સ્વરતંતુ

•શિખરિણી•

હતું, છે ને રહેશે જીવનપટછે એક શમણું,
અજાણી આશાનો અતૂટસ્વરતંતુ બનીશ હું:
કટુવાણીદંશો, અદય અસૂયા — ઉગ્રસ્પરધા
વડે રક્ષાએલી ઉરઅગનમાં, સજ્જનતણી
અમીઝરણું થૈને ભળીશ હું.

૬૩

# આંખની કીકી

• ગઝલ •

તમે શું જોઈ મોહ્યા ચાંદ-સૂરજ ને સિતારામાં ?
ખડી રોનક કરી દઉં આસમાનોના ગુલિસ્તાંની :
જહાં વેચી પ્રિયાની આંખની કીકી ખરીદી લઉં
નથી મુશ્કેલ કૈં ઇન્સાનને આગળ તમન્નાની !

૬૪

# પડઘાની પૂંજી

·મિશ્ર·

ગગળાટથી વાદળના, દિશાની
જંપેલ કાયા ક્ષણવાર ધ્રૂજી:
છતાંય ના હોઠ ખુલ્યા ક્ષિતિજના
રહ્યો લખોટો અવિરામ ગૂંજી.

ટકી શકે શેં પળવાર હું કને
એ મેળવેલી પડઘાની પૂંજી?

૬૫

# ઘડૈયાને

ધીરે ઘડજે ઘડૈયા, મારા ઘાટ નવા,
તારી ટાઢી એરણ, મારૂં હૈયું ઊનું:
હળવે હાથે તું કરજે હથોડીના ઘા,
મારે નવલું ઘડાવું, તારે રહેવું જૂનું.

૬૯

# શી કટેવ?

· શાર્દૂલ વિક્રીડિત ·

કીધું બેત્રણવાર બાર કઇને–અલણાત્ત પંપાળીને–
'આ તે શી પડી છે કટેવ દિવસે ઊંઘી જવાની તને?'
એ તો ના ઉચરી કશું, સ્મિતથકી ગોરી દીધો ઉત્તર
'કારણ કે રજનીપડયે દિવસની ઝાંખી થતી આપને'

## ૬૮

# નેપથ્યે

·શિખરિણી·

દિનાન્તે વાયુની લહરીપરબેસી સૂરજને
થયું કે સંધ્યાના ઘરસુધી જવું. આજ ફરવાઃ
ક્ષિતિજેસંતાતી કનકરજશોભા નિરખવા
જરા થોભ્યા ત્યાંતો રજની કરઝાલી કરગરી
'તમે આવ્યા ટાણાસર મદદમાં ઠીક અમને
રહીને નેપથ્યે શશિવદનનું વર્ચસ બનો'.

## ૭૦

# સજા

શિખરિણી

કહોછો શું તેની ખબર જ નથી તોય ટપકો
ભરેલી આંખોમાં સબળ ઉરસત્તા ઉછળતી:
કહેવું છે કૈં તો જ્વરવિહીનજીભે — મધુસ્વરે
કહીદો, શા માટે નિતવરસવા મૌનપથરા ?
ન શોભે હૈયાને નયનગરથીની વધુ સજા.

૭૧

# વૃધ્ધતાઇનું એક ચિત્ર

મંદાક્રાંતા

ઓ પંખી, તેં કરૂણગીત તારૂં કર્યું બંધ શાને ?
ગાયેલા ના ગણીશ શ્રમ, દુર્લક્ષ્ય કે કંઠદર્દ:
સારા ભીના અધરપર ભીની કરી ચાંચનાની
થાક્યા શ્વાસે કર હીમત તું ખૂબ આગે જવાની:
ધીરેધીરે ઊડણ કરવું એ નથી જીંદગાની.

૭૨

# કુથળેલ કસૂંબી

તારો તાગ લાવવા શાને ?

ઊડયા કરૂં આભ–વિતાને.

તારી સર્જનતા શોધવા મારે જોવાં સૂકાયલાં ઉર,

તારી મધુરપ માણવા લાવવાં પરસેવાનાં પૂરઃ

તારી કથળેલ કસૂંબી

આવી મારે અંતરે ઉભી.

૭૩

# હૈયાની મૂડી

ઢાળ-લગ્નગીતનો

સૂના સરોવરની પાળ બોલતી રે,
　　'કોણે ધોયા કુંકુમનારંગ
　　　　સોનાની ચૂડી કોની તૂટી રે?'
ઊભીઊભી આંબા-ડાળ ડોલતી રે,
　　'જેણે મૂક્યો અડાણે ઉમંગ
　　　　હૈયાની મૂડી જેની ખૂટી રે.'

૭૪

## ક્ષણમિલનમાં

·મંદાક્રાંતા·

વાંકાચૂંકા વડનજીક એવાં જ અંગો ઉપાડી
ઊભું'તું પુરૂષશરીર ઊકેલતું ગૂંચ આડીઃ
ઢોળી રંગો પૃથિવીપર, ત્યાં સંધ્યિકા આવી ઉભી
આ બંનેના ક્ષણમિલનમાં શી ઊમેરાઇ ખૂબી!

૭૫

# અપ્રમત્ત દગ

મનહર-શિખરિણી

ભીની રેતીપર પગલાંની જેવી ભાત પડે
અંતરપે ઊઠી એવી ભાત તારા પગની :
રેખાએ રેખાઓ ભેળી થઈ છાની વાત કરે
દોરી પકડીને મારી અપ્રમત્ત દગની :
નહિ જે દૃષ્ટિને જગ દઈશકે દંશ કહીએ.

# અનાશ્રયા

અનુષ્ટુપ

પ્રસૂતા આરજા એક પડી'તી અર્ધઘેનમાં
કોણીને ટેકવી માથું, અંધારે ગુડ્સટ્રેનમાં :
બિછાનું યે ન'તું પાસે ઓઢવાનુ હતું નહિ
જન્મેલા પુત્રને કાજે ન્હોતું રક્ષણ કોઇનું.
'તારૂં આ છોકરૂં બ્હેન, સોંપી દે તું સમાજને
ઊછેરીશું અમે એને'. બોલ્યા મા'જનમોવડી.
'વળીતારૂં કર્યું પાપ ઢંકાશે આમ – આ રીતે
અજાણ્યા આશ્રમે કો'ક, છેલ્લા દિનો વિતાવજે.'

કલંકિની ફરી પાસું ઊઘાડી આંખને ધીમે
અંધારાની દિવાલોની હૂંફ એને વધુ ગમે !
'જુઓને લૈ, હવેતો હું ચવાણી ચોક – ચોતરે
ઢાંકીને એ બધું શાને કરેલાં પાપ બેવડું ?
તપશ્ચર્યા તણાં તેજે હણ્યું'તું દુઃખ આંધળું,
હણાએલી બધાંથી હું માતૃત્વ શીદને હણું ?'

૭૭

# શૈશવનો રંગ

·મુક્ત·

કુંળાં કુંળાં કેસૂડાંનો મુગટ મૂકીને માથે
શોધતી શિશિર એના શૈશવનો રંગ:
આયુષ્યના મારગમાં ઊભેલી વસંત દીઠી
ઊભરાઈ રહ્યું જેનું ઉમળકે અંગ:

# પૃથ્વી

'ફુરે ગગન ગર્જના સકલદિશ ઘૌઉત્સવે
હસો!' લખી કવિ બીજું ચરણ શોધવા સંચરે :
બધે છ સહુ ? છો રહ્યો, સુણુ ધરિત્રીનિશ્વાસને
તજી ગગનપંથ ઊતર કવિ, ધરાશ્વાસને.

૭૯

# શિખરિણી

અમે તો ઊંચેરા શિખરપર દૃષ્ટિ સ્થિર કરી
જવા માંડયું જોવા સૂરજમણિની રંગરચના :
અને લેવા પેલા કનકકડા ઇન્દ્રધનુના
તરંગોની - ખાલીખમ કવનની - દોરી પકડી!

८०

# સ્મિતસૃષ્ટિનું

અનુષ્ટુપ

સૂતેલી સૃષ્ટિને હોઠે આવેલું સ્મિત ઊંચકી
અંધારાના બિછાનામાં ક્ષિતિજે આવી સંઘર્યું:
જાગેલી સૃષ્ટિએ પૂછ્યું દિશાઓની દિવાલને
'સંતાડ્યું છે કહો કોણે મારા સ્મિતપ્રકાશને ?'
થાકેલી શર્વરી પાસે ક્ષિતિજે સાંભળ્યું બધું
ઉશેટ્યું આભને આરે સુવર્ણસ્મિત સૃષ્ટિનું !

## ૮૧

# ખમૈયા રાખો

શિખરિણી

'થશે અંતઃકાળે કવણ સગું તારૂં ?' કહી તમે
ડરાવો છો પ્રજ્ઞાપુનિતઉરને કાં હરઘડી ?
શ્મશાને હું મારા શબશરીરને જૈશ ઊંચકી
વળી અગ્નિ જોડે જઇશ બળી હું ઇંધણ વિના;
ખમૈયા રાખો સૌ પરગજુપણાના યશધણી !
તમારાથી, મારી–અજીત કુઠને ફિકર બમણી.

૮૨

# તિરસ્કૃતા

મંદાક્રાંતા

નિશ્વાસોને ફરી અધિક આશ્વાસનોથી અચેત
આંખો ઢાળી બની ગઇ સભા સ્તબ્ધ, નિઃશબ્દ નમ્ર;
'જાકારા' માં નવ થઇ શક્યો ફેર, દુષ્યન્તદીધા,
ના બોલી ના રડી શકી વધુ 'પૂર્વભાગે' પડેલાં
ઝાંખાં ચિત્રો નજરસમીપે લાવીને આશ્રમોનાં,
અંતર્વહ્નિ ઉરઉમળકે ગૂંથતી ઢીલી ગ્રંથિ
જેનાં ચક્ષુમહીં વસી હતી વેદના વીર્યવંતી

૮૩

# ધૂળની સોબતે

• પૃથ્વી •

'તમે કયમ વસંતની-રૂપસુગંધની મ્હેફિલે
નિમંત્રણ દીધાં છતાંય નથી આવતાં ?' એ સુણી
'અહીં દૂર નદીતીરે, વનથુવેર ને બાવળે
ગમે છ રમવું મને ઊડતી ધૂળના સોબતે;'
બીની રજ ઊડાડી અંગપરથી કહ્યું બાવળે.

૮૪

# આદમ અને હવા

શાર્દૂલ વિક્રીડિત

'શો છે આ ઉકળાટ? બ્હાર જઈને લઈએ હવા બે ઘડી.'
ઊઠ્યા એમ કહી અમે વિજનતા છોડી અગાશીતણી
શોધ્યું સ્થાન મળ્યું છ ક્યાંય તમને વાયુવિના વિશ્વમાં ?
તોયે અંતરની પ્રચ્છન્ન અલકા ઉક્ળાટથી રક્ષવા
જ્યાં ત્યાં આદમ આથડી અહીંતહીં શોધી રહ્યો છે હવા

૮૫

# પરાઇ સત્તાતળે

•પૃથ્વી•

અકથ્ય વિરહવ્યથા,
અકથ્ય કરુણકથા અહ્રો આથી બીજે કશે
નહિ, નહિ હશે ધરાતલ વિશે, નભે–ચોદિશે,
ગએલ બદલાઇ ચંપલ, પરાઇ સત્તાતળે
રીબાઈ–રઝળી પડી ઉકરડે જશે–શું થશે ?
અરે, કંઈકંઇ થશે વિતક તેની કોને તમા ?

૮૬

# ચિત્રકારને

(સ્રગ્ધરા–મંદાક્રાંતા)

તું દૃષ્ટિનો વિજેતા, તનુજ પ્રગતિનો–વિશ્વ સૌંદર્યવાંછુ
તારા શ્વાસે કલાનું ભ્રમણ, સુભગા સાધના નિત્યસંગી:
તું કાવ્યાત્મા, પથિક પણ તું કલ્પનાનો, પવિત્ર
માર્ગે તારું ઉડ્ડણ, સુરુચિની રખેવાળી તારી.

# વજ્રપાત

• મિશ્ર-વસંત-હરિણી •

અચિંતવી વજ્રપાત વાગતાં
ઘવાઇ આકાશ પડ્યું ધરાપરેઃ
ક્ષિતિજની હારસી કિકિયારીએ
જાગ્યાં ઉષાલોચન એક સામટાં !
કટ્કા કરી કનકઓઢણીના ઉષાએ
નભજળાસપે પીળીપટ્ટી મુકેલ પ્રકાશની.

# ફૂલ બોલ્યાં

મિશ્ર

'શિરોધરો કે પગથી ઉશેટો
અમે સુગંધી તજશું ન ઉરની'
વાચા ન'તી તોય ~~પ્રસન્નથી~~ પ્રસન્નતાથી
પરાગવાણી થકી ફૂલ બોલ્યાં.

# તપેલી રેતીમાં

શિખરિણી

શિયાળુ ઠંડીની શિતલસગડીહૂંફ કરતાં
તપેલી રેતીમાં ગમતું રમવાનું બહુ મને :
નિસાસાની ભઠ્ઠી ઉપર ઉર શેકી નવુંસવું
થવાનું છે શ્રદ્ધાસબળ ભરતી કે પતનને;
કુણાં - કાચાં હૈયે જણસસહેવાનું કયમ બને?

# કઠણ વાણી

પૃથ્વી

કરી કઠણ વાણી અશ્રુછલકાવીને આંખમાં
તમે અવકૃપાનું દર્શન કરાવિયું ને કહ્યું'!
ઉરે કુરઘડી નવાં વમળ વ્હેમનાં શું રચો?
પતિઉરમહીં બીજી પ્રિયતમા વસે માનસો,
બની પ્રિયતમા હશે મધુપપા બીજા હોઠની.

૯૧

# અર્ધ મૌનમાં

·મિશ્ર-વસંત·

છે શબ્દનું રૂપ જ અર્ધઅર્થી
ને ભીતરે અર્થ વધુ ધ્વનિભર્યો:
ઉચ્ચારમાં અર્ધ ને અર્ધમૌનમાં
રહ્યું છુપાઇ સુખ શબ્દબ્રહ્મનું.
એ પાતળી વદનરેખ ઉરે ઉતારી,
ઊર્મિ રહી સરજી ફૂલગુલાબી વાણી.

૯૨

# હાળડી

પૃથ્વી

નવાં સ્વપનની મૂદુ અડી કરાંગુલિ અંતરે
ઉઘાડી નયનો, જઇ સમીપ મેં હુથેળી ધરી:
કહ્યું નવ કશું, નહિ નયન ઊંચકાયાં જરી
હુથેળી પર એમની પણ હુથેળી ઊઘી વળી:
કહ્યું નવ કશું છતાં હૃદયઊર્મિઓની નવી
હૃયકરે રચી હાળડી.

૯૩

# પહેલું મિલન

· શિખરિણી ·

મળ્યાં જ્યારે પ્હેલી વખત અમથાં – કારણવિના
તમે આછાં સ્મિતે કરી'તી કળજે એ ક્ષણ લઘુ:
ન'તાં બોલ્યાં, પ્હેલું મિલન પણ બોલ્યાં વગરનું
વધુ શોભે છે ગો ભ્રમ હૃદયનો રહી ઉભયે
બિડેલા હોઠે અંતરકથન લીધેલ સમજી.

૯૪

# પતનની સીડી

પૃથ્વી

નીચે અતિ નીચે જતાં સ્મરણ શેષ આદિત્યને
નિહાળી મનમાં થતું, ઉપરથી નીચે આવવું
જરાય વસમું નથી; પતનની સીડી પાધરી!
જતાં ઉપર થાકની સુખરંતાશ આવે ખરી.

# ઉલેચો અંધારાં

·શિખરિણી·

ચડી ઐશ્વર્યોના ઉરઉપર તેં વક્ર નયને
નથી નીચું જોયું, ચડતી દૃગકેડી જ નિરખી :
તિરસ્કારે ત્રોફાયલ અરૂપ કાયા ધરતીની
હજી પ્રજ્ઞા, તારૂં પદદમનઈચ્છે સુદમને–
ઉલેચો અંધારાં જીવનદીપિકા, દીનભવને.

# પતનની સીડી

-પૃથ્વી-

નીચે અતિ નીચે જતાં સ્મરણ શેષ આદિત્યને
નિહાળી મનમાં થતું, ઉપરથી નીચે આવવું
જરાય વસમું નથી; પતનની સીડી પાધરી !
જતાં ઉપર થાકની મુખરતાશ આવે ખરી.

# ઉલેચો અંધારાં

·શિખરિણી·

ચડી ઐશ્વર્યોના ઉરઉપર તેં વક્ર નયને
નથી નીચું જોયું, ચડતી દૃગકેડી જ નિરખી :
તિરસ્કારે ત્રોફાયલ અરૂપ કાયા ધરતીની
હજી પ્રજ્ઞા, તારૂં પદદમનઈચ્છે સુદમને-
ઉલેચો અંધારાં જીવનદીપિકા, દીનભવને.

૯૬

# તમે સખિ, સ્વયં

·શાર્દૂલ વિક્રીડિત·

લૂછો ના નયનોની અશ્રુરચના ના, સાદ ભારે કરો
ભીનાં વેણુમહીં ભળી ભુલી જવાં શોભે ન સંતાપને:
હૈયાભાર વિચારી હોઠ ઉંચકે ના સ્મિત તો શું થયું?
અશ્રુસાગરમાં તમે સખિ, સ્વયં આનંદમોતી બનો.

# ૯૭

# શેરીના ખૂણાનું ફાનસ

સ્રગ્ધરા

તું અંધારા ખૂણાની નયનકીકી થૈ શોભતું શેરીદ્વારે,
તારાની તીવ્ર દૃષ્ટિ તમથરવીંધી આવતી પૃથ્વીપાળે:
એની વચ્ચે જલાવી ઉર-શરીરને જાગતું રૈ'નું તારે.
હો' અંધારા ખૂણાનું બની શકું જરા જેટલું તેજ તો, તો-
હું આ દેહ મારો હઉં જ સળગાવી નવાં સ્વપ્નસોતો.

# પંથપ્યાસી

મંદાક્રાંતા

શાને થંભ્યા પગ શિખરિણી, આટલે દૂર આવી ?
દેખી પેલું શિખર વસમું આભઅંકેનમેલું
મુગ્ધાશ્ચર્યે મહીં લથડવાની પડી ટેવ આવી
ક્યાંથી ? તું તો ગગનપથનો ભોમિયો સુપ્રવાસી :
આ ઊંચાણે ડરવું ક્યમ શોભે તને પંથપ્યાસી !

૯૯

# મ્હેફિલો આખરી

પૃથ્વી

ખિલ્યાં–ખરી ગયાં હશે શતસહસ્ર દલ દેહનાં
ફરી રખડતી મનોરથની મ્હેફીલો આખરી :
કંઈ શતદલોતણી પણ વલે થઈ આ રીતે
હશે, જીવન આથમ્યું રૂપસુગંધી રોતી ફરી.

# કમેળ

હરિણી

ગભરૂ ગૃહિણી, નાનાં છોરૂં, કમેળ કુટુંબનો
ઉરઉપર સંસારી રક્ષે અનેક બીજા વ્રણો :
નિધનપડછાયા કાયાને ભલે ભરખી જતાં—
તદપિ ચડતાં યુદ્ધે હૈયું લગીર ન હારશે
પગ લથડિયાં લેતાં લેતાં અધિક ચડ્યે જશે.

